GRAND ACADEMIC PORTAL
RESEARCH JOURNALS

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

ज्ञान: अध्ययन: परम्परा

# વૃધ્ધ વ્યક્તિનાં અદમ્ય સાહસ અને પુરુષાર્થની કથા : 'અપરાજેય'

ડૉ.જિજ્ઞેશકુમાર એમ.ઠક્કર
અભ્યાસકર્તા
ગુજરાતી વિભાગ
એમ.એન.કૉલેજ વિસનગર.
મો.- 9824299594
ઈ-મેઈલ- jigthak88@gmail.com

'અપરાજેય' નવલકથા અંગ્રેજી ભાષાની 'The old Man and the Sea'નો અનુવાદ છે. એના સર્જક અર્નેસ્ટ હેમિંગ્વે છે. એમનો જન્મ 21 જુલાઈ 1899માં અમેરિકાના ઈલિનોય પ્રદેશના ઓકપાર્કમાં થયો હતો. એમનું પુરુ નામ અર્નેસ્ટ મિલર હેમિંગ્વે હતું. બાળપણમાં અભ્યાસમાં ઓછું મન હોવાના કારણે ઉચ્ચ શિક્ષણ લીધું નહોતું. એમની 18 વર્ષની ઉંમરે પ્રથમ વિશ્વયુધ્ધ ચાલતું હતું અને એમને સેનામાં જોડાવવાની તીવ્ર ઇચ્છા હતી પણ શારીરિક અક્ષમતાના કારણે ન જોડાઈ શક્યા. એમણે થોડો સમય પત્રકારિતા અને એમ્બુલેંસમાં ડ્રાઈવર તરીકે સેવા આપી. ઇ.સ. 1914માં યુધ્ધ સંવાદાતા બનીને ચીન ગયા અને ત્યાંથી પાછા ફરીને પોતાના શહેરમાં રહેવા લાગ્યા. પોતાના જ ઘરમાં બંધૂક સાફ કરતી વખતે આકસ્મિક રીતે ગોળી છૂટી ને 2 જુલાઈ 1961ના રોજ એમનું અવસાન થયું.

અર્નેસ્ટ હેમિંગ્વેનું જીવન ભારે સંઘર્ષપૂર્ણ રહ્યું છે. એમણે જીવનમાં અતિશય ગરીબી જોઈ છે અને લેખન-પત્રકારિતામાં સફળ થવાના કારણે અમીરીનો પણ અનુભવ કર્યો છે. પરંતુ એમને મળેલી આ સફળતા અપરાજેયના વૃધ્ધ નાયકની જેમ અદમ્ય સાહસ, પુરુષાર્થ ને સંઘર્ષ પછી મળેલી છે. એમના જીવનનું પ્રતિબિંબ એમની રચનાઓમાં સ્પષ્ટ પણે જોઈ શકાય છે. એમની પાસેથી 'થ્રી સ્ટોરીજ એન્ડ ટેન પોયમ્સ' (1923), 'ઇન ઓવર ટાઈમ' (1925), 'સન ઓલ્સો રાઈજેજ' (1926), 'એ ફેયરવેલ ટૂ આર્મ્સ' (1929), 'વિનર્સ ટેક નથિંગ' (1933), 'ધ ગ્રીન હિલ્સ ઑફ આફ્રિકા' (1935), 'હૈવ એન્ડ હૈવ નૉટ' (1937), 'ડેથ ઈન ધ આફ્ટરનૂન' (1937), 'સ્પેનિશ અર્થ' (1940), 'ફોર હુમ ધિ બેલ ટોલ્સ' (1940), 'ધ રિવર એન્ડ ઈન ટૂ ધ ટ્રીજ' (1950), 'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' (1954) જેવી નવલકથાઓ અને વાર્તાઓ પ્રાપ્ત થાય છે. 'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' એમની વિશ્વભરમાં વખણાયેલી મહત્વની નવલકથા છે. સુંદર વર્ણનકલા માટે એને વિશ્વનું શ્રેષ્ઠ નોબલ પારિતોષિકથી ઇ.સ. 1954માં નવાજવામાં આવી હતી. અને આ પહેલાં એમને આ નવલકથા માટે ઇ.સ. 1953માં પુલિત્જર પારિતોષિક પણ પ્રાપ્ત થયેલ છે. 'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' નવલકથાનો દુનિયાની અનેક ભાષાઓમાં અનુવાદ થયો છે.

'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' નવલકથાનો ગુજરાતીમાં 'અપરાજેય' નામે અનુવાદ રવીન્દ્ર ઠાકોરે કર્યો છે. જેની પ્રથમ આવૃત્તિ ઇ.સ.1991માં પ્રગટ થઈ હતી. મૂળ અંગ્રેજીમાં 128 પેજમાં લખાયેલી આ નવલકથા ગુજરાતીમાં 112 પૃષ્ઠમાં અનુવાદ પામી છે. વિશ્વસાહિત્યની ગુજરાતી અનુવાદિત આ કૃતિનો અહીં આસ્વાદની સાથે મૂલ્યાંકન કરવાનો મારો ઉપક્રમ છે.

'અપરાજેય' નવલકથાનો નાયક વૃધ્ધ ડોસો સાન્તિયાગો છે. એ મછવામાં બેસીને ગલ્ફસ્ટ્રીમમાં માછલાં પકડવાનો વ્યવસાય કરે છે. પોતાનું આખું જીવન એણે આ કામ કર્યું છે. પણ હવે એને સમુદ્રમાંથી બીજાની જેમ નાની-નાની માછલીઓ પકડવામાં રસ નથી. એને તો મસ મોટા કદની ને એના જેવી જ સાહસી માછલી પકડવી છે. માટે આજે એણે માછલી પકડ્યાં વિનાના 84 દિવસ પસાર કરી દીધા છે. આ દિવસોમાં શરૂઆતના ચાલીસ દિવસ તો મેનોલિન નામનો યુવાન છોકરો હતો. પણ આટલાં બધા દિવસો માછલા પકડ્યાં વગરના પસાર કરવાને કારણે એના મા-બાપ વૃધ્ધ ડોસાને શાપિત માને છે ને એને માર્ટિન નામના બીજા વ્યક્તિ પાસે માછલા પકડવા મોકલે છે. એણે એની સાથે સારી એવી માછલીઓ પણ પકડી હતી. પરંતુ આ યુવાનનું હૃદય તો વૃધ્ધ ડોસા પાસે જ છે. એને તો આ ડોસા સાથે માછલા પકડવા જવું છે. કેમ કે એનો માલિક વૃધ્ધ ડોસા જેવો સાહસિક, પરાક્રમી અને આત્મવિશ્વાસવાળો નથી. એ તો ભીરુ છે. સમુદ્રમાં તેને ખૂબ દૂર સુધી જવામાં રસ નથી. આવતીકાલે 85માં દિવસે વૃધ્ધ ડોસો પોતાની કલ્પનામાં

ધારેલી ખૂબ મસ મોટી માછલી પકડવા સમુદ્રમાં દૂર જવાનો હતો કે જેને માછીમારો મહાન કૂવો કહે છે. કેમ કે ત્યાં સાતસો વારનું ઊંડાણ હતું. આ છોકરો પોતાના માલિકને એ તરફ લાવવાની વાત કરે છે. 85માં દિવસે વૃધ્ધ ડોસો 'Every day is a new day'ના સંકલ્પ સાથે ગલ્ફસ્ટ્રીમમાં પોતાના મછવા અને ટાંચા સાધનો સાથે પ્રયાણ કરે છે. સમુદ્રમાં એની કલ્પના કરતાં પણ મોટી માછલી પકડવામાં એને બે રાત્રિ અને ત્રણ દિવસના સંઘર્ષ પછી સફળતા મળે છે. આ સફળતા મેળવવામાં એને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે અને આ મુશ્કેલીમાં એને સતત પેલા છોકરાની ખોટ સાલે છે. એની પાસે ટાંચા સાધનો હોવાને કારણે મળેલી સફળતાને દુનિયા સમક્ષ મુકી શકતો નથી. મસ મોટી માર્લિન માછલીને સમુદ્રના કિનારા તરફ લાવતાં-લાવતાં માર્કો શાર્ક અને એનાં જેવી બીજી શાર્ક માછલીઓ એનું બધુ જ માસ ખાઈ જાય છે અને એ જ્યારે પોતાના કિનારે પહોંચે છે ત્યારે માત્ર એની પાસે મોટા કદનું હાડપિંજર જ બચે છે. જે માર્લિન માછલીના મસ મોટા કદનો ખ્યાલ આપે છે. આમ, આ નવલકથા સફળતા પછી મળેલી નિષ્ફળતાને નિરૂપતી વાર્તા છે. આ સંદર્ભમાં જ સુધા નિરંજન પંડ્યા કહે છે કે,- "માનવજાતના સંઘર્ષો પછીની સફળતાને પડખે છૂપાયેલી નિષ્ફળતાની વાર્તા છે." ('અપરાજેય'- પૃ.-122) જે યથાર્થ અને યોગ્ય છે.

'અપરાજેય' નવલકથાની શરૂઆત વૃધ્ધ સાન્તિઆગોના કાર્યોના વર્ણનથી થાય છે. આજે એણે 84 દિવસ એક પણ માછલી પકડયા વગરના પસાર કર્યા છે. છતાં આ વૃધ્ધ ડોસો સાન્તિઆગો જે શરીરે વૃધ્ધ દેખાય છે, પણ એનામાં જોશ, આત્મવિશ્વાસ અને સાહસ ભરપૂર છે. નવલકથાની આરંભમાં આવતું એના બાહ્ય દેખાવનું વર્ણન એનો પરિચય કરાવે છે. જુઓ,-

"એ વૃધ્ધ પાતળો અને ફિક્કો હતો અને એની ગરદનના પાછલા ભાગ ઉપર કરચલીઓ હતી. એના ગાલ પર ઉષ્ણ કટિબંધના સમુદ્ર પરનાં પોતાનાં પરિવર્તનોને કારણે સૂર્યે જન્માવેલા કોમળ ત્વચા પરનાં ભવાં પરનાં તપખીરિયાં ચાઠાં દેખાતાં હતાં. એના ચહેરાની બંને બાજુએ નીચે સુધી એ ચાઠાં સારા પ્રમાણમાં પ્રસરેલાં હતાં. અને રસ્સીઓ પર ભારે માછલીઓ ઊંચકવાને કારણે એના બંને હાથ પર ઊંડા ઘસરકા પડ્યા હતાં. પરંતુ આમાંનો એક્કે ઘા તાજો નહતો. મત્સ્યવિહીન મરુભૂમિમાંના માટીના ધોવાણ જેટલાં તે જૂના હતા. એની સાથે સંબંધ ધરાવતી પ્રત્યે વસ્તુ જુની હતી, માત્ર તેની આંખો સિવાય અને તે આંખોનો રંગ અદ્દલ સમુદ્ર જેવો હતો. તે આંખો ઉલ્લાસિત અને અપરાજિત હતી. " (એજન- પૃ.-9-10)

કથાનાયક વૃધ્ધ ડોસાનું આ આરંભિક વર્ણન એના બાહ્ય દેખાવની સાથે સાથે એના અંતરંગને પણ દ્દષ્ટિગોચર કરે છે. વૃધ્ધ દેખાતા ડોસા સાથે શરૂઆતના 40 દિવસ સુધી મેનોલિન નામનો યુવાન હતો. પરંતુ માછલાં ન પકડવાના કારણે એના મા-બાપ દ્વારા એને બીજા પાસે માછલી પકડવા માટે મોકલવામાં આવે છે. પરંતુ એની ઇચ્છા તો એ વૃધ્ધ ડોસા સાથે જ માછલી પકડવા જવાની છે,-

" 'હું તમારી સાથે પાછો આવી શકીશ. અમે થોડા પૈસા કમાયા છીએ ',

'ના એ વૃધ્ધ પુરુષે કહ્યું, તું સદભાગી હોડીમાં છે. તેની સાથે જ રહે.' " (એજન- પૃ.-10)

આ છોકરાને માછલાં પકડતાં વૃધ્ધ ડોસાએ શીખવાડ્યું હતું અને એ બંને એકબીજાને ચાહતા હતા. આ બંને રોજ સાંજે ગલ્ફસ્ટ્રીમમાંથી આવીને બાળકોની જેમ નરી કાલ્પનિક વાતો કરતાં હતા. જેનો અર્થ કશો જ નથી. પરંતુ એમાંથી પ્રકટે છે એ વૃધ્ધ પુરુષનો ભરપૂર આત્મવિશ્વાસ.

ભરપૂર આત્મવિશ્વાસુ અને સાહસી વૃધ્ધ ડોસો એક મસ મોટી માછલી પકડવા ધારે છે. અને એની શોધમાં એને માછલી પકડ્યાં વિના 84 દિવસો પસાર થયા છે. એના માટે 'Every day is a new day' છે. એનું નસીબ એને સાથ આપતું નથી એનો એને ખ્યાલ છે. છતાં એ વિચારે છે કે જ્યારે નસીબ સાથ આપે ત્યારે પોતે ઊંઘતો ન ઝડપાય. આથી કથાનાયક કહે છે,-

" પણ, એણે વિચાર્યું, હું તેમને અતિ ચોક્કસતાથી રાખુ છું. કોણ જાણે કેમ પણ મારું નસીબ નથી. પણ કોને ખબર ? કદાચ આજે જ મારું નસીબ હોય. 'પ્રત્યેક દિવસ નૂતન દિવસ છે.' નસીબદાર હોવું બહેતર છે પણ હું કાળજીપૂર્વક કામ કરીશ કે જેથી જ્યારે નસીબ જાગે ત્યારે પૂર્ણપણે સજ્જ હોઉં. " (એજન- પૃ.-31)

એની આવી સજ્જતા, ચોકસાઈ ને આત્મવિશ્વાસ સાથે આજે 85માં દિવસે ગલ્ફસ્ટ્રીમમાં માછલી પકડવા માટે નિકળે છે. આજે એ ખૂબ દૂર માછીમારો જેને મહાન કૂવો કહે છે એ તરફ જતો હતો. એ સવારના સમુદ્રનું અદભૂત વર્ણન

જુઓ,-

" ભૂમિ ઉપરનાં વાદળાં હવે પર્વતોની જેમ ઉપસેલાં હતાં, નીલા-ભૂરા પહાડોની પાશ્વભૂમિકામાં સમુદ્રતટ એકમાત્ર લાંબી, લીલી રેખા જેવો લાગતો હતો. હવે પાણી ઘેરુ ભૂરૂં હતું, એટલું ઘેરું કે તે લગભગ જાંબુડી રંગનું જ હતું. જેવી એણે પાણીમાં નીચે નજર ફેંકી તો કાળાં પાણીમાં એણે સમુદ્રજીવોનો લાલ પથરાટ અને અત્યારે સૂર્યે પ્રગટાવેલો એક વિચિત્ર પ્રકાશ જોયો. " (એજન- પૃ.-33-34) આવા સમુદ્રમાં એ વૃધ્ધ ડોસાના ગલમાં માછલી જેવું કશુક પકડાયું હોય એવો એને ખ્યાલ આવે છે. એ છટકી ન જાય માટે સાવચેતીપૂર્વક સમુદ્રના પ્રવાહમાં માછલી જે તરફ ગતિ કરે તે તરફ કથાનાયક જાય છે. પરંતુ માછલી કથાનાયકને કશો જ ક્યાસ કાઢવા દેતી નથી, ત્યારે એને એના પર દયા આવે છે. તો વળી એ એની તાકાતનો પણ વિચાર કરે છે,-

" પોતે જેને કાંટામાં ફસાવી છે તે મહાકાય માછલીની એ દયા ખાવા લાગ્યો. તે અદભૂત અને વિચિત્ર છે. તેની વય કેટલી હશે તે તો કોણ જાણે, એણે વિચાર્યું. મેં ક્યારેય આવી સશક્ત કે આમ વિચિત્ર રીતે વર્તતી માછલી પકડી નથી. કદાચ, તે એટલી બુદ્ધિશાળી છે કે કુદકો મારવાનું ઉચિત માનતી નથી. કુદકો મારીને કે પ્રચંડ વેગથી તે મારો વિનાશ કરી શકે. પણ કદાચ આ પહેલાં તે ઘણીએ વાર કાંટામાં ફસાઈ હશે અને એટલે તે જાણે છે કે તેણે આમ જ મુકાબલો કરવા જોઈએ. " (એજન- પૃ.-46)

વૃધ્ધ પુરુષ અને માછલી બંને મુકાબલો કરવા ટેવાયેલી છે. એટલે બંનેમાથી એકપણ પકડવાનો કે છૂટવાનો મોકો આપતા નથી. પરંતુ વૃધ્ધ પુરુષ એને પકડવા માટે સતત તનાવ વધાર્યે જાય છે,-

"જ્યારથી એણે માછલીને કાંટામાં ફસાવી હતી ત્યારથી રસ્સી એટલી તો તાણેલી હતા કે તૂટવાની અણીએ હતી. રસ્સીને ખેંચવા માટે એણે પીઠ ફેરવી ત્યારે એણે સખ્તાઈનો અનુભવ કર્યો અને સમજી ગયો કે રસ્સી પર હવે વધુ જોર નહિ કરાય. મારે તેને હવે ઝાઝો ઝાટકો ન મારવો જોઈએ, એણે વિચાર્યું. પ્રત્યેક ઝાટકો, કાંટાએ ઉત્પન્ન કરેલા ઘાને પહોળો કરે છે અને હવે પછી જ્યારે તે ઉછાળો મારે ત્યારે સંભવ છે કે તે કાંટાને ફેકી દે." (એજન- પૃ.-51)

માછલી સમુદ્રમાં સતત સંઘર્ષ વધારે છે. ત્યારે વૃધ્ધ પુરુષ એને કહે છે,-"માછલી !... હું તને ચાહું છું અને તારો આદર પણ કરું છું. પણ આજનો દિવસ પૂરો થાય તે પહેલાં હુ તો તારો વધ કરીશ." (એજન- પૃ.-51-52) દિવસ પૂરો થાય એ પહેલાં માછલીના વધ કરવાની વાતો કરનારો કથાનાયક પોતે જ માછલીના પ્રહારથી ઘવાય છે. જુઓ,-

"ત્યાં જ માછલીએ ઓચિંતો એક ઝાટકો માર્યો. જે ઝાટકાએ વૃધ્ધ પુરુષને મોરા પર હડસેલ્યો અને જો એણે જાતને જકડી ન રાખી હોત તથા દોરી થોડી ઢીલી ન કરી હોત તો એ હોડી પરથી નીચે પાણીમાં પડી ગયો હોત." (એજન- પૃ.-53)

આ સંઘર્ષ દરમિયાન એને સતત પેલો છોકરાની ખોટ સાલે છે. આથી તો એ વારંવાર ઉચ્ચારે છે,- "ઊંચે સાદે એણે કહ્યુઃ 'જો તે છોકરો સાથે હોત તો સારું થાત.!' "(એજન- પૃ.-49) બીજા દિવસે પણ વૃધ્ધ પુરુષ માછલીને પકડી શકતો નથી. અને આ માછલીએ અનેક વખત ઝાટકા મારીને એને ઘાયલ પણ કર્યો છે ત્યારે અંતે ઈશ્વરને ચરણે જાય છે,-

"હું ધર્મિષ્ઠ નથી. એણે કહ્યું. 'પણ હું માછલી પકડી શકું તો દસ વાર 'આપણા પિતા' અને દસ વાર 'જય માતા મેરી'નું નામ લઈશ અને હું વર્જિનદ કોબ્રોની યાત્રા કરવાનું વચન આપું છું. – જો હું તેને પકડું તો. તે મારું વચન છે.' "(એજન- પૃ.-62)

એ ધર્મિષ્ઠ નથી. એ તો કર્મિષ્ઠ છે. અને એના કર્મના અધારે એ સંઘર્ષ કરે છે. બે દિવસ ને બે રાત્રિના સંઘર્ષ પછી ત્રીજા દિવસની સવારમાં એને પહેલી વાર માછલીનો અમુક ભાગ દેખાય છે. એનું આબેહૂબ વર્ણન જુઓ,-

"રસ્સી ધીમે- ધીમે અને સ્થિર ગતિએ ઉપર આવી અને હોડીના આગળના ભાગની સાગરની સપાટી ખળભળી ઊઠી. માછલી બહાર આવી. તે વણથંભી ગતિએ ઉપર આવતી હતી અને તેનાં પડખાઓમાંથી પાણી ધોધરૂપે વહેતું હતું. સૂર્યના તડકામાં તે તેજસ્વી લાગતી હતી અને તેનું શિર તથા તેની પીઠ ઘેરા જાંબુડિયા રંગનાં હતાં અને સૂર્યના તડકામાં તેના પડખાની પટ્ટીઓ પહોળી અને આછા લવેન્ડર રંગની દેખાતી હતી. તેનું જડબું બેઝબૉલના બૅટ જેટલું લાંબુ હતું અને જમૈયાની જેમ અંતભાગ પર અણિયાળું હતું. પાણીમાંથી તેનું પૂરું શરીર બહાર આવ્યું. અને તરવૈયાની જેમ સરળતાથી પાણીમાં પુનઃ પ્રવેશ્યું. અને એ વૃધ્ધ પુરુષે દાતરડાના પાના જેવી તેની પૂંછડીને અંદર જતાં અને સસ્સીને બહાર ધસી આવતાં જોઈ." (એજન- પૃ.-59-60) માછલીના પ્રથમ દૃશ્ય પછી એણે આટલાં મોટા કદની માછલી ક્યારેય

જોઈ પણ નથી. આટલી મોટી માછલી વિશે ક્યારેય સાંભળ્યું પણ નથી. એવી માછલી સાથે એનો પનારો આજે પડ્યો હતો. માછલીને પકડવામાં વૃધ્ધ ડોસાની ને માછલીના સાહસને સરસ રીતે વર્ણવ્યું છે. માછલી પોતે વૃધ્ધ ડોસાને સાથ આપતી નથી ને મછવાના ચક્કર પર ચક્કર લગાવે છે. ત્યારે વૃધ્ધ ડોસો થાકી જાય છે. નિઃસહાય બની જાય છે, જુઓ-

"તું મને મારી નાખે છે, માછલી ! એ વૃધ્ધ પુરુષે વિચાર્યું. પણ તને તેનો અધિકાર પણ છે. આ પહેલાં મેં તારા કરતાં વધુ વિશાળ વધુ સુંદર અથવા વધુ સ્વસ્થ અથવા વધુ ઉદાત્ત જીવ કોઈ જોયો નથી દોસ્ત ! આવ અને મને મારી નાખ. મને કોણ કોને મારે છે તેની હવે મને પરવા નથી." (એજન- પૃ.-88) નિઃસહાય બનેલો ડોસો પોતાનો આત્મવિશ્વાસ ભેગો કરીને માછલી પર અંતિમ પ્રહાર કરે છે ને માછલી વિંધાય જાય છે ને મૃત્યુ પામે છે,-

"એ વૃધ્ધ પુરુષે રસ્સીને નીચે ફેંકી અને તેના પર પોતાનો પગ મૂક્યો, પછી હાર્પૂન ઊંચે ઊંચક્યું અને જેટલી શક્તિ એકત્ર કરી શકતો હતો તે બધી શક્તિઓ એકત્રિત કરી એણે તે હાર્પૂન, માણસની છાતીની સમાંતરે હવામાં ઊંચકાયેલી, તેની વિશાળ છાતી પાસેની પાંખ પાછળના પડખામાં ઘોચ્યું. તેનું લોખંડ ભીંતર ખૂંપી રહ્યું છે તેવો એણે અનુભવ કર્યો અને એ તેના પર ઝૂકી ગયો, તેને વધુ અંદર ધકેલ્યું અને પછી તેના પર પોતાનું સઘળું બળ મૂકી તેને ધક્કો માર્યો." (એજન- પૃ.-89)

વૃધ્ધ પુરુષે માર્લિન નામની માછલીને પકડ્યા પછી પણ એનો પરિશ્રમ પૂરો થયો નથી એનો એને ખ્યાલ છે. કેમ કે તે એકલો છે અને એને સમુદ્રના કિનારા સુધી લઈ જવા માટે ઘણાં સારાં અને સમક્ષ સાધનોની જરૂર પડશે જે એની પાસે નથી. અંતે એ માછલીને દોરડા સાથે બાંધીને ખેંચીને લઈ જઈ રહ્યો છે. એના શરીરમાં હાર્પૂન માર્યું હોવાથી લોહી દરિયામાં વહી રહ્યું હતું. એની સુગંધ લઈને જેના જડબા સિવાથી બધુ જ સુંદર છે તેવી માર્કો શાર્ક નામની માછલી આવે છે ને એને જોતાં જ એ મનોમન નક્કી કરી લે છે કે,-

"વૃધ્ધ પુરુષનું મગજ હવે સ્વચ્છ અને સ્વસ્થ હતું. વળી એ કૃતિનિશ્ચયી હતો, પણ એને કશી જ આશા નહોતી કે આ એટલી સરસ છે કે છેવટ સુધી ટકશે નહિ, એણે વિચાર્યું. શાર્કને પાસે આવતી જોઈને એણે તે મોટી માછલી ભણી એક નજર ફેંકી. કદાચ તે એક સ્વપ્ન હોય એણે વિચાર્યું. તેને મારા પર આક્રમણ કરતાં હું રોકી શકીશ નહિ. પણ સંભવ છે કે હું તેને જીતી શકું. દેન્ત્યુસો કમનસીબી તારી માતાને હો ! " (એજન- પૃ.-96)

છેવટે માર્કો શાર્ક માર્લિન પર પ્રહાર કરે છે અને 40 પાઉન્ડ જેટલું માંસ ખાઈ જાય છે અને એને મારેલું હાર્પૂન પણ લઈ જાય છે. માર્લિન પર થયેલું આક્રમણ વૃધ્ધ સાન્તિઆગોને પોતાના પર થયેલું લાગે છે. એનું લોહી ફરી વહેવા લાગે છે ને બીજી બે માછલીઓ મછવાની પાછળ આવતી હતી. એ બંને પણ પોતાનો હિસ્સો લઈ જાય છે. આ બે માછલીઓને ખાળવામાં એની પાસે છરો ને હુકવાળી લાકડી હતી. એ પણ નષ્ટ થઈ જાય છે. હવે એણે નક્કી કર્યું કે જ્યાં સુધી પોતાની પાસે જે પણ સાધનો છે એનાથી આ માછલીની રક્ષા કરવી. એક સમયે તો એને એવો વિચાર પણ આવે છે કે,-

"મેં આને પકડી જ ન હોત અને આ એક સપનું હોત તો સારું થાત !" (એજન- પૃ.-97)

આવા વિચાર સાથે એ માછલીની રક્ષા કરતો રહે છે અનેક નિષ્ફળતાઓ મળવા છતા એ હાર સ્વીકારવા તૈયાર નથી. એટલે તો એ કહે છે,- "પણ માણસ પરાજય માટે સર્જાયો નથી. ...માણસનો સર્વનાશ થઈ શકે છે પણ તેને પરાજિત કરી શકાતો નથી." (એજન- પૃ.-98) આવા વિચાર સાથે એ માછલીની રક્ષા કરતો રહે છે પરંતુ બીજી અનેક શાર્ક માછલીઓ અને છેલ્લે નાની-નાની બીજી કેટલીક માછલીઓ પણ એના પર પ્રહાર કરે છે. ને પરિણામે સમુદ્રમાં આવેલી છેલ્લી શાર્ક માછલી માટે તો હવે કશો જ ખોરાક રહેતો નથી. હવે વૃધ્ધ ડોસાને પણ ખ્યાલ આવી જાય છે કે પોતે પરાજિત થઈ ચુક્યો છે. છેવટે એ સમુદ્રમાંથી પોતાને કિનારે પહોંચે છે ત્યારે માત્ર એની પાસે એ મસ મોટી માર્લિન માછલીનું હાડપિંજર જ વધ્યું છે. કથાનાયકના આ શબ્દો સાંભળો,-

"એણે કૂવાથંભ ઉતારી લીધો, સઢ વીંટાળીને બાંધી દીધો. પછી કૂવાથંભને ખભે ઊંચકીને એ ખડક ભણી ચાલવા લાગ્યો. ત્યારે જ એને ખુદની થકાનની તીવ્રતાનું ભાન થયું. એ થોડી ક્ષણ ઊભો રહ્યો અને પાછળ ધૂમી નીરખી રહ્યો. શેરીના દિવાઓના પ્રકાશમાં એણે મછવાના પાછલા ભાગમાં પેલી માછલીની, ઊંચી ઝૂલતી મહાન પુચ્છ નિહાળી, તેની કરોડરજ્જુ શ્વેત, ખુલી રેખા એણે નિહાળી અને અગ્રભાગે ઊપસતી ચાંચ સાથે એણે તેના શિરનો ઘેરો જથ્થો નિહાળ્યો અને વચ્ચેનો ઉઘાડો ભાગ પણ નિહાળ્યો... દૂર દૂર એક બિલાડી પોતાનું કાર્ય પતાવવા જતી હતી." (એજન-

પૃ.-114-115)

આમ, ત્રણ દિવસ પહેલાં આજ કિનારે મસ મોટા કદની માછલી પકડવાના નિર્ધાર સાથે નિકળેલો વૃધ્ધ સાન્તિઆગો આજે માર્લિન નામની માછલી પકડે છે પરંતુ નસીબ ન હોવાના કારણે આજે એ જ કિનારે ખાલી હાથે પાછો આવે છે. સખત મહેનત અને સંઘર્ષનો સામનો કરીને ખૂબ જ થાકેલો સાન્તિઆગો નવલકથાના અંતમાં પોતાની ઓરડીમાં સૂતો છે અને એ સિંહોના સપના જુએ છે,- " એ વૃધ્ધ પુરુષ સિંહોનાં સપનાં નિરખતો હતો." (એજન- પૃ.-120) કથાનાયકનું આ અંતિમ વાક્ય સંકેતાત્મક છે. ભલે એ નવલકથાનો અંત રજૂ કરતું હોય, પણ તે એક નવી શરૂઆત છે. થાકેલો આ વૃધ્ધ પુરુષ આરામ કરીને ફરી પાછો ઊઠશે ત્યારે એના માટે નવલકથાનું પેલું ધ્રુવ વાક્ય 'Every day is a new day' અને 'માણસ પરાજય માટે સર્જાયો નથી. ...માણસનો સર્વનાશ થઈ શકે છે પણ તેને પરાજિત કરી શકાતો નથી.' એને પ્રેરણા પુરી પાડશે. અને ફરી પાછો એ વૃધ્ધ પુરુષ નવા કોઈ સંકલ્પ સાથે પોતાનું કાર્ય શરૂ કરશે એવો આશાવાદ જન્માવે છે.

આમ, આ નવલકથા પુરુષાર્થની પડખે ઊભેલી નિષ્ફળતાને પણ નિરૂપે છે. સામાન્ય કથાવસ્તુ હોવા છતાં એ અસામાન્ય રીતે નવલકથાકાર દ્વારા તેને અહીં વ્યક્ત કરવામાં આવી છે. માટે આ કૃતિને વિશ્વનું સૌથી મહાન 'નોબલ પારિતોષિક' એનાયત થયું છે.

નવલકથામાં પાત્રોની વાત કરીએ તો કથાનાયક વૃધ્ધ સાન્તિઆગોનું મુખ્ય પાત્ર છે. આ સિવાય એની સાથે હોડીમાં ચાલીસ દિવસ સાથે હતો એ મેનોલિન. વાર્તામાં જે પ્રત્યક્ષરૂપે આવતો નથી તે મેનોલિનના માછવાનો માલિક માર્ટિન. આ ઉપરાંત સમુદ્રમાં જોવા મળતી અનેક પ્રકારની માછલીઓ અને કથાનાયકે જેને પકડવા ધારી છે એ માર્લિન. આવા ગૌણ પાત્રો આ નવલકથાની પાત્રસૃષ્ટિ છે. નવલકથામાં પાત્રોનું વર્ણન બહુ જોવા મળતું નથી. પણ નવલકથાની શરૂઆતમાં કથાનાયક વૃધ્ધ પુરૂષના બાહ્ય દેખાવનું વર્ણન પ્રાપ્ત થાય છે. નવલકથામાં ક્યારેક સમુદ્રનું અને એના સ્વરૂપનું વર્ણન પણ વાર્તાકારે કર્યું છે.

નવલકથાકારે સ્થળ -કાળ અને પરિવેશને હુબહુ નિરૂપ્યો છે. અપરાજેય નવલકથાનો પરિવેશ સામાન્ય નવલકથા જેવો નથી. અહીં એક જુદી કથા નિરૂપાય છે. પાત્રો પણ વસ્તુ પ્રમાણે મર્યાદિત છે. વૃધ્ધ પુરૂષના પરિશ્રમની કથા સમુદ્રના સહારે નિરૂપાઈ છે. માછીમારનો વ્યવસાય કરનારા લોકો જ્યાં વસે છે અને એ સામુદ્રિય વિસ્તારનું, એના પરિવેશને નિરૂપતું આ વર્ણન જુઓ,-

"પવન જ્યારે પૂર્વનો હોય ત્યારે શાર્ક ફેક્ટરીમાંથી એક વાસ સમગ્ર બંદર પર વિસ્તરતી આવતી, પણ આજે તો માત્ર તે વાસનો એક આભાસ જ હતો. કારણ કે પવન ઉત્તર તરફ વળી ગયો હતો અને પછી પડી ગયો હતો અને ચોતરા પરનું વાતાવરણ આનંદદાયી અને ઉષ્માભર્યું હતું." (એજન પૃ.- 11)

આ વર્ણન માછીમારોના વિસ્તારને આબેહૂબ નિરૂપે છે. આ સિવાય પણ નવલકથામાંથી સામુદ્રિય જીવોનું સમુદ્રનું પણ વર્ણન મળી આવે છે.

'અપરાજેય' નવલકથામાં સંવાદનું તત્ત્વ પણ પ્રયોજયેલું જોવા મળે છે. આ સંવાદ વૃધ્ધ સાન્તિઆગો અને મેનોલિન વચ્ચે યોજાયેલો જોવા મળે છે. મેનોલિન પોતાના માલિક માર્ટિન પાસેથી ખાવાનું વૃધ્ધ પુરુષ માટે લઈને આવે છે. જુઓ આ સંવાદ,-

" તું શું લાવ્યો છે ? એણે પૂછ્યું.

'વાળુ', છોકરાએ કહ્યું. "આપણે વાળુ લઈશું.'

'મને ખૂબ ભૂખ નથી લાગી.'

'ચાલો, ખાઈ લો ખાશો નહિ તો માછલી નહિ પકડી શકો.' ...

'તને આ કોણે આપ્યું ?'

'માર્ટિને મારા માલિકે.'

'મારે તેનો આભાર માનવો જોઈએ.'

'મેં તેનો આભાર માની લીધો છે.'

છોકરાએ કહ્યું, 'તમારે આભાર માનવાની જરૂર નથી.' "(એજન પૃ.- 20)

નવલકથાકારે સંવાદ દ્વારા કથાના વિકાસને અને પાત્રોના સંબંધને મજબૂત કર્યો છે. નવલકથામાં આ સિવાય પણ સમુદ્રમાં વૃધ્ધ પુરુષ કેટલીકવાર માછલી સાથે એકોક્તિઓ કરે છે.

‘અપરાજેય’ નવલકથાની ભાષા, પાત્ર, વસ્તુ અને પરિવેશ પ્રમાણે પ્રયોજાઈ છે. નવલકથામાં સુંદર વાક્યો પણ પ્રયોજાયા છે,-

- ‘ઉંમર એ મારી એલાર્મ ઘડિયાળ છે.’ (એજન પૃ.- 23)
- ‘હજી તેના નેત્રોમાંથી ઊંઘને દેશવટો દેવાનું કાર્ય તેને માટે મુશ્કેલ હતું.’ (એજન પૃ.- 26)
- ‘મારી સમસ્ત જિંદગીમાં સવારના સૂરજે મારી આંખો આંજી છે.’ (એજન પૃ.- 31)
- ‘પ્રત્યેક દિવસ નૂતન દિવસ છે.’ (એજન પૃ.- 31)
- ‘સમુદ્રની હરિયાળીએ આભૂષણો પહેર્યાં છે.’ (એજન પૃ.- 34)
- ‘મહાન પંખીઓ અને પશુઓ પાસે માણસ કોઈ વિસાતમાં નથી.’ (એજન પૃ.- 65)
- ‘પીડા એ માનવીના કોઈ લેખમાં નથી.’ (એજન પૃ.- 80)

આમ, 'અપરાજેય' નવલકથામાંથી આવા અનેક સુંદર વાક્યો સર્જકની સમર્થ ગદ્યશૈલીનો પરિચય કરાવે છે.

ટૂંકમાં, ‘અપરાજેય’ નવલકથા માનવ જીવનના સનાતન પ્રશ્નને રજૂ કરે છે. કે પુરુષાર્થ વિના સફળતા મળતી નથી. પરુષાર્થ હોય ત્યાં પ્રારબ્ધને પણ ખેંચાઈને આવવું પડે છે. સફળ થવા ઘણીવાર નિષ્ફળતાઓનો સામનો પણ કરવો પડે છે. નિષ્ફળતાથી હારી, થાકી કે કાંટાળી જવાનું નથી પણ વૃધ્ધ સાન્તિઆગોની માફક ‘Every day is a new day.’ની જેમ એક નવી શરૂઆત કરવાની હોય છે સફળતા માટે. આજના સમયમાં નાની નિષ્ફળતા મળતા માણસ થાકી, હારી ને નાસીપાસ થઈ જાય છે. જે ક્યારેક આત્મહત્યા જેવું મોટું પગલું પણ ભરે છે. એના માટે નવલકથાનો નાયક સાન્તિઆગો પ્રેરણારૂપ છે. આ સંદર્ભમાં નવલકથા આજે પણ પ્રસ્તુત છે. આ વાતને નવલકથાકારે સાદી સરળ ભાષામાં સુંદર રીતે મૂકી આપી છે. આથી જ આ નવલકથાનું ગૌરવ કરતાં સુધા નિરંજન પંડ્યા કહે છે કે,- “કદમાં નાની છતાં મોટું ગજું ધરાવતી આ કૃતિ દેખીતી રીતે સામાન્ય લાગતા માનવીની અસામાન્ય રીતે કહેવાયેલી વાત છે.” (એજન પૃ.- 127) જે યથાર્થ અને યોગ્ય છે. આમ, નવલકથાકારે ‘અપરાજેય’ નવલકથા દ્વારા માનવ જીવનના સનાતન પ્રશ્નને વાચા આપી છે. અને આ કૃતિ ખરાં અર્થમાં વૃધ્ધ વ્યક્તિના અદમ્ય સાહસ અને પુરુષાર્થની કથા બની રહે છે.

## સંદર્ભ

'અપરાજેય' - અર્નેસ્ટે હેમિંગ્વે (અનુવાદક- રવીન્દ્ર ઠાકોર) પાંચમું પુનમુદ્રણ -2014 પ્રકા.શબ્દલોક પ્રકાશન અમદાવાદ.

અનુવાદ વિજ્ઞાન- મોહનભાઈ પટેલ, પ્ર.આ.- 1970, પ્રકા. ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ.

અનુવાદ કલા- અનુ. નવનીત મદ્રાસી, પ્ર.આ.-1991, પ્રકા. આદર્શ પ્રકાશન અમદાવાદ.